# HORRORS OF ADULTERY

TREATED POETICALLY

BY

Kavi Girdharlal Panjabi Kshattri

SURAT,



# જારકર્મના ત્રાસદાયક પરીણામ.

કવિતામાં રચનાર

## કવિ ગીરધરલાલ પંજાબી ક્ષત્રી

સુરત.

## અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીં॰ ઍન્ડ જ॰

ઍ॰ કં॰ "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૩૮.    સને ૧૮૮૨.

કિંમત ૪ આના.

૧૫૮૪

# HORRORS OF ADULTERY

TREATED POETICALLY
BY

Kavi Girdharlal Panjabi Kshattri
SURAT,



# જારકર્મના ત્રાસદાયક પરીણામ.

કવિતામાં રચનાર

કવિ ગીરધરલાલ પંજાબી ક્ષત્રી
સુરત.

અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રી૰ એન્ડ જ૰
એ૰ કં૰ "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

કિંમત ૪ આના.

# जारकर्मना त्रासदायक परिणाम.

### છપય.

પ્રબળ પ્રેમનું કેમ, જાય વર્ણવ્યૂં બરાબર,
સિમા નથી તે તણી, પ્રેમ દીસે સચરાચર;
પ્રેમ થકીજ પ્રપંચ, વિશ્વનો ચાલે ભાઈ,
પ્રેમ વિના કંઈ નથી, પ્રેમ જડ ચૈતન માંહી;
છે પ્રેમજ પાયો જગતનો, પ્રાણિ માત્ર વશ થઈ રહ્યાં,
કે ગિર્ધર પદાર્થ અન્ય તે, તુચ્છ પ્રેમ આગળ લહ્યા. ૧

પ્રેમ પ્રગટ જવ થયો, જગત કર્તાને ત્યારે,
રચ્યું તેણે બ્રહ્માંડ, અકળને અદ્ભુત ભારે;
પ્રેમ વડે સંયોગ, બને પરમાણું કેરો,
જુઓ જબરજસ પ્હાડ, મહાસાગરની લ્હેરો;
છે વૃક્ષ વિવિધ વિસ્તારનૂં, કારણ પ્રેમ ખરેખરૂં,
કે ગિર્ધર ચારે ખાણમાં, પ્રેમ તણું બળ છે ભર્યું. ૨

પ્રેમ થયો તવ આદિ, પુરૂષ સ્ત્રી સંગે રમિયા,
તેથી સૃષ્ટી વિસ્તાર, નારિ નર કંઈક જનમિયા;
પ્રેમ વડે સ્ત્રી જાત, કરે લાલન પાલન સુત,
ખુબી પ્રેમની અકથ, ડુબી જન વૃત્તી અદ્ભુત;
ઘર નગર દેશ નવખંડનું, રાજ્ય મેળવે અલ્પ જન,
કે ગિર્ધર પૂરા પ્રેમથી, મળે પ્રભુ અશરણ શરણ. ૩

જેમ પ્રેમ એ રિતે, અલૌકિક કાર્ય કરાવે,
તેમ પ્રેમ જગ તણી, શરમને બ્હીક તજાવે;

સારા સારનું જ્ઞાન, ભાન તનમનનું ભુલાવે,
પ્રેમ ધર્મ સત્કર્મ, મર્મ નિત નેમ મુકાવે;
એ પ્રેમતણું વ્યાખ્યાનતો, કરતાં ગ્રંથ ભરાય બહુ,
કે ગિર્ધર ક્યમકરિ વર્ણવું, પ્રેમાધિન છે વિશ્વ સહુ. ૪

# સ્ત્રી ચેષ્ટિત સૌંદર્ય.

## દોહરા.

એવા પ્રેમી પાસમાં, સપડાઈ સ્ત્રી એક;
પરિણામે હદ વળી ગઈ, ત્રાસ ઉપજે છેક. ૫

જાણીતા જીલ્લા તણા, એક ગામ મોજાર;
વિપ્ર જાતિમાં જન્મિને, ઉછરી રૂપ અપાર. ૬

જ્યમ જ્યમ જોબન પામિતે, નાજુક ગોરે ગાત્ર;
ત્યમ ત્યમ તેના મનમાં, પ્રગટ્યાં લક્ષણ માત્ર.૭

ગુણ લક્ષણ લટકો લલિત, રાખે મૈત્રી પૂર;
રૂપ જોબન સંગે સદા, સમજે સજન ચતૂર. ૮

બાળાવેશ વિષે બની, અલબેલી જે રીત;
તે ટુંકામાં કહું અહીં, રસિક સુણે ધરી પ્રીત.૯

કેશ હોળતી કામિની, જુએ પુરૂષ જે વાર;
લટ લાંબી કાળી લખી, ઝટ ધ્રશ્છે એ નાર. ૧૦

કદિ દરપણ લઈ કોડથી, ટિલડિ ચોડતી ભાળ;
દેખેતો દિલમાં લહે, આરસ તણી કપાળ. ૧૧

અંજન આંજતિ જોયનર, ભ્રમર મદનનિ કમાન;
સાધી દ્રગ અણિ તીરશૂં, લેશે નરનો જાન. ૧૨

ભ્રમર નિકટ ત્રિય ભાળતાં, ભ્રાંતિ પડે તતકાળ;

અધર સુગંધી કમળસમ, નરમ પત્રશા ગાલ. ૧૩

મંદ હાસ્ય કરતી લખે, રસિક પુરૂષ કો વાર;
તો તે ભાસ લહે તુરત, દીઠાં બીજ અનાર. ૧૪

હાર પહેરતી જોય નર, કોમળ કંઠે નાર;
ગરદન સ્ત્રી કે મોરની, ઉભો કરે વિચાર. ૧૫

કંચુકી સજતી કદી, નજરે પડે ચતૂર;
આરસના શિવલિંગ લહિ, અરચન ઇચ્છે ઉર.૧૬

ચીર પાટલી ચંચળા, જો ખોસતિ જોવાય;
ઉર પોયણના પાનની, શંકા નરને થાય. ૧૭

આળસ મોડતિ અંગના, જોઈ કહે નર વાહ;
ગજ સુંઢ જેવા ઘાટની, કેવી શોભે બાંહ્ય. ૧૮

ભરત ભરતિ કદિ ભામિની, ન્યાળે પુરૂષ રસીક;
આંગળી લાંબી ઓપતી, ઠસે રદિય ખુબિ ઠીક.૧૯

કુપ ઉપર જળ કાઢતી, ઝુકતી જોતાં નાર;
સ્થુળ શ્રોણી કટિ સિંહની, દીસે વિણ તકરાર.૨૦

સાડી બારિક શરિરપર, સુહાવિ ઉભી હોય;
કદળી સ્તંભ જાનુ લહે, પુરૂષ વિચિક્ષણ કોય. ૨૧

સદન વિષે સુંદરિ સહજ, ગમન કરતિ દેખાય;
પગપાની કુમકુમ સમી, ચટકદાર શોભાય. ૨૨

અવયઅવો અલબેલિના, યથા યોગ્ય સુખકાર;
કર પદ નખની કાંતિથી, બિલોર લાજે સાર.૨૩

રૂપ જોબન સંપન્ન થાય, પમી મનોહર નાર;
અજાણ નીતી ધર્મની, રમતાં શીખી જાર.૨૪

અનિતિ કર્મમાં આદરે, સુખ માન્યું ભરપૂર;

ખબર રહિ નહિ ધર્મની, જ્ઞાન ગયું અતિદુર.૨૫
અન્ય પુરૂષને પ્રેમદા, પેખે પ્રેમ સહીત;
પ્રેમિ મળ્યો સ્ત્રી પ્રેમિને, ચકચુર બનિયા ચીત્ત.૨૬
પ્રથમ થકી એ બેઉના, તનમન માય વિકાર;
પ્રગટ થતાં સુખ પ્રેમનું, લેતાં વારંવાર. ૨૭
સદા ચહે સંયોગને, લહે વિયોગે કહેર;
પ્રાત રાત મધ્યાનમાં, મળે કરે ખુબ લહેર. ૨૮

# પ્રીતમને મળવાની આતુરતા ને મલ્યા પછી આનંદની લીલા.

### હરિગિત વૃત.

નજરે નજર મળતી અહરનિશ, બળતી આગ વિરહ તણી,
તક મળતી જ્યારે ફાવતી થતી વાત કંઈ થોડી ઘણી;
નિત રીત પ્રીતની કરતે ચિતમાં રતિ તણી ઇચ્છા થઈ,
મતિ રેતિ વ્યાકુળ બેઉની થતિ શાંતિજવ ભેટે જઈ. ૨૯
પળ એક પણ કળ ચિત્તને વળતી નહી જૂદાં પડે,
ચંચળ ત્રિયા અચપળ ઘણી મન ઘાટ મળવાના ઘડે;
હરબ્હાને નિકળે બ્હાર જાણે યાર પ્રિય ઉભો હશે,
ઘરદ્વારમાં સંચાર કરતી પ્યાર ગિત ગાતી રસે. ૩૦
ઘડિ ઘડી મુખ મન માનિતાનું નિર્ખવાથી સુખ લહે,
બહુ જરૂરનું પણ કામ દુર કરી ધામ પ્રીતમના રહે;
મનમાં મનોરથ વિવિધ કરતી, ફરતી આંગળિયે ઢરે,
રસિયો મળે એકાંતમાં તો તંન આ સીતળ કરે. ૩૧

ચિત ચોર મુજ આ ઠોર આવે જોરથી ઝાલી રહું,
મુખ સાથે મુખ ઉર સાથે ઉર ધરિ આદિ કર ઘાલી દઉં;
અધરે ડસી ખસિ જાઉં હસિને ધસી કરતાળી લઉં,
કર રાખિ ગરદન ઉપરે રસ ચાખિ ઝટ ચાલી જઉં. ૩૨

નવ દેઉં જાવા લેઉ આવા પાન સોપારી ઘણી,
પણ સમય ન્હાવે ક્યાંથી આવે યાર સર્વ શિરોમણી;
ઝટ તેજ ઘડિયે કર છડી લઈ ડોલતો દિલદાર ત્યાં,
ફરતો દિઠો લટકાળીએ કે ચાલી મળવા પ્યારમાં. ૩૩

ક્યમ રસિકવર ક્યાં હતા કહો ક્યમ વાર લાગી એવડી,
રહા જોતિ રાખી રાત આખી, વાત શી તમને નડી;
કહિં મિત્ર પરદેશયિ મળ્યો કે નાચની મિજ્લસ મહીં,
જઈ છેલ બેડા સ્હેલ લેતા કે મળી નવિ કળી કહીં. ૩૪

સુણિ હાસ્યથી માશુક વચન પછિ આશકે આલિંગિને,
સમજાવિ પ્રિય રીઝાવિ ઉર લપટાવિ મુખડું રંગિને;
નિશ ચંદ્ર કિરણે શોભતી શુભ પુષ્પ પ્રીમળ લ્હેરમાં,
નરનારિ પ્રેમિ વિહારિ લીલા ધારી ફરતાં ફેરમાં. ૩૫

રમણીકસ્થળ જળ ઝરણ વ્હેતું જોઈ ત્યાં આસન કર્યું,
રસ રંગ અંગ ઉમંગ ઉપજ્યો અનંગ સુખ લીધું નર્યું;
ઋતુ ઋતુ કેરા વિલાસ રમતાં આશ અંતરની પુરે,
એ પ્રીતમાં વિપરિત થયું તે કહું દઢ રાખો ઉરે. ૩૬

## પ્રીતમનું ઔદાર્ય ને વૃદ્ધ પતિનો પશ્ચાત્તાપ.

### છંદ ભુજંગીની ચાલ.

હતી પરણી એ પ્રેમદા નગ્ર માંહી,

જતી સાસરે ઉર અફસોસ ખાઈ;
લહે વાત એ યાર દિલદાર સારી,
સહે કેમ જૂદાઈ શ્રીમંત ભારી. ૩૭

તુરત એક આવાસ લઈ શ્હેર સારો,
રહે મોજ કરતો બને જ્યાં ઇશારો;
ક્રિયા નામના કંથને ઘેર રાજે,
સદા તે સમય શ્હેરમાં યાર ગાજે. ૩૮

ગઈ મહીયરે હોય માશૂક પ્યારી,
વતન યારની જાય ત્યારે સવારી;
નગર તેમ તે ગામ મધ્યે સવાઈ,
ધજા એ અનીતીની સઘળે બંધાઈ. ૩૯

મળી પુષ્ટિ એ કર્મને પેલી સારી,
દિધી વૃદ્ધ વરને રૂપાળી કુમારી;
બિજી પુત્રી એકે પિયરમાંથી પેલ,
રૂપાળીની સંગે રચ્યો રંગ એલ. ૪૦

સ્વભાવે ઘણો નમ્ર તે વિપ્ર ધારો,
ત્રિયાની અનીતી થકી છેક હાર્યો;
ગયો સ્ત્રી તણા યારની પાસ થાકી,
કહ્યું કે ફજેતી કરો કેમ પાકી. ૪૧

વિનંતી કરૂં હાથ તો યુગ્ય જોડી,
કૃપા માનુ દેશો કદી નારિ છોડી;
ઘણું કીધુ આપે હવે ખ્યાલ મુકો,
થશે એથિ સંસારનો ભાંગિ ભૂકો. ૪૨

પડે પાણિ પાષાણ ઉપેર ધારે,
ન ભીંજે જુઓ લેશ પાષાણ ક્યારે;

ગયો વિપ્ર જે દુઃખ રોઈ બિચારો,
ગયા શબ્દ ઉડી હવામાં વિચારો. ૪૩

લહી એમ વિપ્રે વનીતાનિ પેર.
કીધી એવિ કે જેથિ રે સમજી ઘેર;
પુરી કોઠિમાં રાખિ ક્ષણુ એક નારી,
બિજે દિન જઈ તેણિયે કીધિ જારી. ૪૪

હવે કેમ બુઠ્ઠો શકે વારી નારી,
સુડી મધ્ય તેને થયું છે સુપારી;
કહે કેટલું યારને નિત્ય નીત્ય,
મડાગાંઠ જેવી દીઠી બેનિ પ્રીત. ૪૫

વળે ના મદોન્મત્ત નારીનિ સાન,
રહે પરજળીને બિચારાનો જાન;
હતો બ્રાહ્મણોમાં શુકલ આપ મોટો,
જમા રાખતો દ્રવ્યનો નાજ ટોટો. ૪૬

સ્વભાવે હશે તેજ જ્વાનીમાં જાણુ,
સકેતી રહી રાખિને માત્ર પ્રાણ;
ભણ્યો પણુ હશે શાસ્ત્ર પુરાણુ વાત,
લહે કામિની કર્મથી મર્મ ઘાત. ૪૭

બળે રાત દાડો રદયમાંય ડોસા,
સુતાં ઉઠતાં થાય વિચાર સો સો;
મુકુ કાઢિ શું નારને બ્હાર ઘરથી,
ઘકું શુ પછી લોક લજ્જન ફિકરથી. ૪૮

તજી શ્હેર ઘરબાર જાઊં વિદેશે,
કદી રાંડ ત્યાં ચાલ એ છોડિ દેશે;
નહી તો બની બ્રહ્મચારિ મુંડાઊં,

બધી આપદાથી સુખે મુક્ત થાઉં. ૪૯

નહી જોવું ક્યારે કબાડું હહડતું,
ઠરે કાળજું વૃદ્ધપણમાં ફફડતું;
મળે શાસ્ત્રમાં ક્યાંય સિદ્ધાંત એહ,
છૂટા થાય છેડા અને ઠરિયે બેય. ૫૦

વિંછી વેદના રોમ રોમે દહેછે,
ત્રિયા મારી નિત યાર સંગે રહેછે;
હશે લોક કેતા મને મૂર્ખ ભુંડો,
નમાલો અને વરણસંકર કુડો. ૫૧

બળ્યું જીવવું એવું આ વિશ્વમાંય,
વહુ યાર સંગે રમે રંગ ખાય;
મરૂં કાં કરૂં નારીની ઘાત એમ,
ઠરૂં ઠેઠ સુધી પછી પામી ક્ષેમ. ૫૨

## અસહ્ય વાતો, ક્રોધ ઉત્પન્ન ક્યારે થાય, ને પતીએ જારણી સ્ત્રીને કરેલી ઘોર શિક્ષા.

**છંદ મનહર.**

સહન બને ન બોલ, તિરસ્કાર કેરો અને,
તોલ ઘટે જેથી જગે, કેટલાક જંનથી;
સહન બને ન આળ, ગાળનો આરોપ આવે,
માળ જે ગુંથેલ હોય, સુકેલા સુમંનથી;
સહન બને ન સંગ, નીચને લબાડ કેરો,

અર્થ જે લવારો કરે, મસ્ત થૈ અસંનથી;
સહન બને ન બીજ, કુળનું કલંક લેશ,
ક્લેશ ગિરીધર કહે, ચતુર સજંનથી. ૫૩

ખોટું ન ખમાય રંક, રંજાડ ખમાય નહી,
ધાડ ન ખમાય નિત્ય, હાડ રેતો તાવજે;
દેવ નિંદા ન ખમાય, પાખંડ ખમાય નહી,
દંડ વાંક વિના ન ખમાય એ સ્વભાવ છે;
ચોરી ન ખમાય, બળજોરીએ ખમાય નહી,
સેવક અઘોરી તેવી, કઠોર જે ધાવછે;
બાધી ન ખમાય, આંખ બાંધી ન ખમાય પ્રિય,
નાશ ન ખમાય ગિરીધર તિર ધાવજે. ૫૪

પાપ થતું જોઈ ક્રોધ, ઉપજે અપાર રણ,
યુદ્ધમાંય ક્રોધ નદી પૂર જેમ આવતું;
અનાચાર બભીચાર, જોઈ ક્રોધ બેશુમાર,
થાય ચાડિયાનુ મુખ ક્રોધ ઉપજાવતું;
માનભંગે થાય ક્રોધ, જોખમ થવે જરૂર,
જગધૂતારાંનું ડોળ, ક્રોધને ધુમાવતું;
કપટથી થાય ક્રોધ, તોએ ગીરીધર કહે,
એ આ દિથી ક્રોધ રૂપ પૂર્ણ નથી આવતું.૫૫

અષ્ટ અંગમાંય સ્પષ્ટ, ક્રોધનો અગાર ઉઠે,
નષ્ટ થાય ભય ભૂપ, તેમ ભગવાનનો;
પગ અંગુઠેથી જ્વાળ, મસ્તકના વાળ સુધી,
વિજળીને વેગે પોંચે, ભુખ્યો થાય જાનનો;
શેષની જીંન્હા સમાન આયુષ ઉડાવે ઝટ,
ઝેર આપે વેર રાખી ઉપાય નિદાનનો;

ગીરીધર કહે બને, પ્યારીને પુરૂષપર,
સંગે બગડેલ જોતાં સંબંધી શેતાનની. ૫૬

વૃદ્ધ થાય તોય નર, સ્વભાવ બદલે નહી,
કેવત છે ઘ્રત ખોરૂં, જાય ન દીવેલથી;
તેમ વિપ્ર વિમાસતો, વિવિધ ઉપાય જેથી,
જાય મૂળ શરમનું, કેવી રીતે સ્હેલથી;
જુગતી સેવટે જડી, અમલમાં લાવ્યો ખડી,
હોંશથી અંતરે રોશ ધરી મુસ્કેલથી;
દ્વાર બંધ કરી ધરી નારીને કમરમાંથી,
ક્રોધે કેતો રાંડ થાક્યો, તારા બદફેલથી. ૫૭

કાળરૂપ કંથ જોઈ કામિનીએ દીધું રોઈ,
જવું બ્હાર દેશ ખોઈ, રીશ જો ઉતારશો;
કંથ કહે ફંદ તારા, નિત જોયા ન્યારા ન્યારા,
પારકા પુરૂષ પ્યારા, રાંડ તને બારસો;
એમ કહી પકડીને, ખેંચી ત્યારે કહ્યું નારે,
છોડી દ્યો મને અત્યારે, ક્ષમા મન ધારશો;
ચુપ કહી દેતો મારે, છુટવાનું કરે નારે,
હતી નીશા મધ્ય ત્યારે, તેનો પછી ભારશો. ૫૮

પચાસનો પીઉ ક્યાં ને, શોળની સુંદરી ક્યાંહાં,
જેમ સિંહ ઝપટમાં, મૃગલી વિચારિયે;
છુટી જવા તરફડી, તરૂણી અપાર તોએ,
બારગણા બળ તળે, તણાઇ બિચારિયે;
ખુમ મારી તેવી બંધ, ડાચાંએ દબાવી કીધી,
તમાચા લગાવી લીધી, બ્રાહ્મણ ભિખારિયે;

ક્રોધને ઝડપ ખુબ, કરી ખાલી કોઠીમાંય,
ઊંચકી ઝુકાવી દીધી, શુકલ શિકારિયે. ૫૯

પાણી ભરી રાખવાને, કોઠીઓ જમીન દાટે,
તેવી ખાલી હશે તેમાં નાખી તે બિચારિને;
ઉપરથી મોટું બંધ, ઘંટી પડ મુકી કીધું,
પ્રકાશ પવન બેઉ, રહ્યા બ્હાર હારિને;
એટલે થકીજ દાઝ, પુરૂષની મટી નાજ,
કાજ પૂરૂં કરી પોતે, ઘેર તાળું મારિને;
કામ દાખી ગયો ગામ, ભામનીને ભોંયરામાં,
રાખી મકલાતો કેતો, રાંડ કર જારિને. ૬૦

કોઠી બંધ થઈ ત્યારે, ગભરાઈ ગઈ ભારે,
નારી તે બની નાચારે, ત્રાસ ઘણો પામિને;
દીનસ્વરે રડે ઘણી, પડે નહિ સજ તેને,
કરગરી કાલાવાલા, કરી કહે સ્વામિને;
જેમ જેમ ક્ષણુ પરક્ષણ, જવા માંડી તેમ,
અકળાવા લાગી અતી, તજી મન હામિને;
ઉંચી થાય અથડાય, તરફડ કરે ત્રીયા,
ધડાધડ મારે કર, સ્મરે સ્વર્ગ ધામિને. ૬૧

તાત માતને બોલાવે, બોલાવે બેનિને ભ્રાત,
અરે કોઈ આવી મને, મોતથી બચાવોરે,
સખીને સાહેલી સ્યાણી, પ્રાણી મારો જતો જાણી,
આવીને આ પડ કોઈ, ઘંટીનું ઉઠાવોરે;
હાય હાય કેમ કરૂં, મરૂંછું કમોતે મારી,
દયાતો દિલમાં કોઈ, અંત સમે લાવોરે;

તાપીમાતા અંબામાતા, સૂર્યનારાયણદેવ,
પુજતી હું રોજ આજ, કેદથી છોડાવોરે. ૬૨

ધરમધુરંધર એ પ્રભુ, પીડ પામું પુરી,
દયાળ દાસીની વ્હારે, ચડોની ઉતાવળે;
કંઠતો રૂંધાય તંન, ટાઢું પડી જાય હાય,
વેદના થાય છે થુંક, ઉતરે નહી ગળે;
કાઢરે આ કાઢ પાપી, કાઢીને નાખજે કાપી,
અમિશ ઝટકો પણ, તિમિર પીડા ટળે;
ઘોર આ કરમ કહાં, છુટીશ એ બામણા તું,
ઉત્તર શો દેશ ઉભો, રહિ પ્રભુ આગળે. ૬૩

પ્રાણ જતી વખતના, પછાડા ઘણાક ખાઈ,
આમ તેમ ઢંઢોળતી, નરમ પડી ગઈ;
ટળવળી તરૂણીનો કંઠ પછી ગયો મળી,
ઉષ્ણતા અંગની પળી, જમને જોયા સહી;
પસતાવો પામી ઉર, અનીતી કરમ કેરો,
ફળ તેનું મળ્યું ઘોર નર્કથી વધુ અહીં;
હાય હાય વોય વોય, અરે અરે કરી કરી,
જીવ જુવતીનો ગયો, દેહ ત્યાં પડી રહી. ૬૪

કઠણ રદય કેરા, માણસ આ બિના સુણી,
ગદ ગદકંઠે થઈ, નેને નીર લાવિયા;
બેફિકરા જોયા કઈ, જેણે ઘોર કર્મ આવું,
સાંભળતાં દુખી થઈ, શરીર ધ્રુજાવિયાં;
બાળક અજાણ દીઠા, હકિકત શ્રવણથી,
હેબક ખાઇને ત્રાસે, અધરને ચાવિયાં;

ત્યાગીને વિરાગી જોગી, જંગમ સેવડા કંઈ,
ફકીરોને ગીરીધર, આજ નહી ભાવિયાં. ૬૫

કમકમી છુટે એવું, મોત પામી સુકુમારી,
સુણી એવી ચાલ વાળી, નારી જે નઠારિયો;
શીખામણ લેશે સારી, રદય રૂડું વિચારી,
અનીતી ધીક્કારી નીતી, નીમ લેશે નારિયો;
વિષય વિલાસ સુખ, નાશકારી અંતે દુખ,
આપે એવું સમજીને, ચેતી રેશે પ્યારિયો;
ગમે તેવા પતી નિજ, પ્રભુ સમ ગણી તેની,
સેવા ગીરીધર કહે, પતી કરે સારિયો. ૬૬

# પતી પરગામ જતાં શા શા વિચાર કરેછે.

## ચોપાઈ ત્રણુતાળની.

પુરી પ્રેમદા કોઠીમાં આપ, બેઠો ગાડીમાં કરતો સંતાપ;
નીચ નારી એ ચાલતી આડી, એને કરમે જરૂર એવી પાડી. ૬૭

ઘણું સારૂં થયું ગઈ નાર, થશે નહિ મને શરમ લગાર;
ગમે તેવા ગરિબ ધણી હોય, નારી આગળ સેતાન સોય. ૬૮

દુર્બળ દેહ ધણીની જાણ, નારી આગળ બળીઓ પ્રમાણ;
હોય દારિદ્રી દુખિયો નાથ, નારી ઉપર ચલાવે હાથ. ૬૯

નાનો નાવલિયો કદી હોય, કરડી આંખથી સ્રીને જોય;
તો શું વૃદ્ધ મને જાણી કરી, જારી કરતાં જરી નહીં ડરી. ૭૦

એમ કિધા વિના કોઈ કાળ, જાત નહિં જગતની ગાળ;
એવું વીચારી ટગમગ ન્યાળે, ઉઠ્યો તર્ક નવો તે કાળે. ૭૧

હતી ગમે તેવી પણ મારી, નારી નાની ગને ઘણી પ્યારી;

એનૂ રૂપ અનૂપ અતીશ, જોતાં ઉતરી જતી મારી રીશ. ૭૨
રમકડું સુંદર હોય કોઈ, તેવી રમાડતો સ્ત્રીને મ્હોઈ;
હવે ક્યાંથી તે સૂખ માણીશ, શું નવીને મરેલી જાણીશ. ૭૩
નહિ નહિ કદી જીવતી હશે, ફરૂં પાછો કરી કંઈ મિષે;
જઈ ઉઘાડું બાર ઝપાટે, કહું આવ્યો ઉગારવા માટે. ૭૪
કેવી દીન દેખાશે રોતી, એનું મુખડું જાણે ચંદ્ર જ્યોતી;
હવે ક્યાંથી ઉતરીને જાઊં, કેવી રીતે ગાડીમાંથી ધાઊં. ૭૫
એવે આવ્યું સ્ટેશન એક, વળી વિપ્ર વિચારે વિવેક;
પણ રૂપને શું કરવું છે મારે, ગુણે આગ બળે તન સારે. ૭૬
ફજેતી કરી ભૂંડી એ નારે, મને તનમનથી ધિક્કારે;
એનૂં ચિત્તતો યારને ચ્હાય, મારૂં મર્ણ ઇચ્છે મનમાંય. ૭૭
શા ઘેલા વિચાર મે કીધા, પાછા ઘેર જવાના સીધા;
મરવા દેવી એજ છે સારૂં, જશે કલંક એથી નઠારૂં. ૭૮
એમ ગડમથલના ઘાટ ઘડતો,નથી જીવ તેનો શાંતિમાં પડતો;
વળી કાળજૂં ફડફડી આવ્યું, ત્રીજૂં તીખળ તેણે ઉઠાવ્યું. ૭૯
કદી સરકારમાં થશે જાણ, થશે ત્યારે તો પુરી મોંકાણ;
દેશ આખામાં ડંકો થાશે, કોરટ ઇનસાફ કેરી ભરાશે. ૮૦
મને કેદ પકડશે પેહેલાં, ખાવા પડશે ઘણા હડસેલા;
હાય હાય એતો ભૂંડું થાશે, કેમ સંકટ તે સેહેવાશે. ૮૧
મુરદું બૈરીનું મારીનું બહાર, કાઢિ ચોકશી કરશે અપાર;
જોશે દાકતર ગોરા લોક, ન્યાત જાતના જામશે થોક. ૮૨
એટલે લગી પોંચશે નાજ, કીધુંછે મે સફાઇથી કાજ;

નહીં જાણ થશે જગમાંય, તેવી તદબીરથી ભય જાય.' ૮૩
અણધાર્યું માથે દુઃખ ધારી, કેમ ગભરાય છે બુદ્ધી મારી;
ગઈ રાંડ લગાડતી લાજ, ઓલવાઈ અંતરની દાઝ. ૮૪
લોક વાત કરતા રહ્યા છાના, ફર્યાં મારા કરમના પાના;
છાતી કાઢીને ચાલીશ છેક, નથી શરમનો છાંટો એક. ૮૫
એમ હિમ્મત ઉરમાં ધારી, એવે ટ્રેને સિસોટી મારી;
સ્ટેશન વડોદરાનું આવ્યું, શુકલે પોટલું તો ઉઠાવ્યું. ૮૬
ટીકીટ આપીને ગામમાં ગયો, કોઈ સ્નેહીના ઘરમાં રહ્યો;
ત્યાંથી પત્ર પાઠવીયો એક, નગર સગાંપર કરી વિવેક. ૮૭
મારી ઘરવાળી ગઇતી જેહ, તેતો મળી વીના સંદેહ;
એકા એક મંદવાડે કરી, આતો મારી ગઇછે મરી. ૮૮
પ્રભુના ઘર કેરો બનાવ, ભાંગ્યું ઘર જેમ ભાંગે નાવ;
આવતી કાલે ઘેર આવીશ, વાત વીસતારી સમજાવીશ. ૮૯
પછી શેહેરમાં શુકલ આવ્યો, રડા પીટનો ઢોંગ મચાવ્યો;
કેવી રીતે એ ખુન જણાયું, કામ કોરટે કેમ છણાયું. ૯૦

### દોહરો.

તેનો સાર લખું અહીં, સજન વાંચિ વીચાર;
કરજો ધરજો ધ્યાનમાં, અનિતીનો ધિક્કાર. ૯૧

# ખુન પ્રગટ થયુ, ખુનીનો ન્યાય, ને શિક્ષા.

### ખ્યાલ.

જેમ સૂર્ય ઊગ્યો આકાશે નથિ રેતો ક્યારે છાનો,

જેમ ગર્જના ધનની જનને જાગૃત કરી ખોલે કાનો; ટેક.
જેમ ડુંગર ઉપર દવ લાગ્યો જાણ્યામાં સહુને આવે,
તેમ પાપનો પ્રકાશ થાએ આદ્ય તેટલું છૂપાવે.
શુકલજીને ત્યાં પાડપડોશી ન્યાત જાત રડવા આવે,
ઘરમાં બૈરાં બેઠાં રોતા કહે દુર્ગંધી શી આવે.
ચરચા દુર્ગંધીની ચાલી શેરીમાં શક સહુ લાવે,
તેમાંથી કોઇએ પોલીસને ખબર કરી દુશ્મન દાવે.
બીજે દિવસે સીપાઈ આવી પુછે વાસ શેની આવે,
જમદુત જેવા જોઇ શુકલનો દમ દેશતથી ગભરાવે.
શું જુઓછો આમ તેમ મેં ખુન લીધો છે રંડાનો-જેમ. ૧
કોઠીમાંથી કામિનીનું શબ કાઢ્યું બિગડેલું ત્યારે,
વિરૂપ વદન તન ક્રમી ભક્ષતા બદબોઈ સૂગ ચડે ભારે.
નિયમ પ્રમાણે અધિકારીએ જોઈ હુકમ દીધો જ્યારે,
કરી વ્યવસ્થા તેની સજ્જન સમજો સમયાનુંસારે.
ગહનગતી છે પ્રભુની કેવી ચૈતનયુક્ત હતી નારે,
રૂપ અનુપમ ઘાટ મનોહર થાટ રસિક દેતો બ્હારે.
જેને જોતાં ઝટપટ તનમન થઈ રેતાં ચિત્રાકારે,
તેજ અવયઅવ તેજ કામિની પણ ચૈતનવિણ દુખ કારે.
તન ધનનો નહી ગર્વ ધારવો એટલા સારૂ કહ્યું માનો-જેમ. ૨
પકડીને પોલીસે મેજીસ્ટ્રેટ આગળ ઉભા કીધો,
ત્યાં પણ પોતે ગુનો ખુનનો ખેંચી માથાપર લીધો.
નારી મારી હતી નઠારી જારી કરી અપયશ દીધો,
ઝેર તણો ઘુંટડો સાહબ એ કેમ કરી જાયે પીધો.

કૃપા તમારી લઈશ વિચારી જો સાહેબ મુજને સીધો,
પૂછ પરછ ત્રાંઝી જાવા દઈ એકદમ ફાંસી દઈધો.
પૂર્વ જન્મના પાપ કર્મનો બદલો આ જન્મે લીધો,
ત્રીજી વાર પરણ્યો સુખ સારૂ રાંડે દુખ બાલે વીંધ્યો.
વિધિના લખીયા લેખ ટળે નહિ મળે સાંધો ક્યાંથી ક્યાંનો—જેમ. ૩

ગુન્હેગારે ખુદ કબુલ થયો કે કામ ગયું સેશન અંદર,
જજજે બહુ અફસોસ જણાવ્યો હાલ શ્રવણ કરિ એકંદર.
શુકલ જાત થઈ સ્ત્રિની ઘાત જાણી આફત આવી તે ઉપર,
દયા થકી દિલ થયાં વકિલના વિપ્ર બચાવાને તત્પર.
એમ છતાં કાળજ આવેલો બ્રાહ્મણનો જાણો સત્વર,
કહ્યું કોઈનું કાન ધર્યું નહિં ખુન કબુલ કીધું તજી ડર.
સિજા ફાંસીની થઈ ને સદરથી મંજુરી આવી આખર,
તેજ સવારે પુત્ર સગાંને મળ્યો કાળજુ કરી નજ્જર.
કે ગિરધર છે ભયંકાર અતિ અનીતી કેરાં તોફાનો-જેમ. ૪

## દિકરાને મળતી વખતનો દેખાવ.

(સિતાજીના મહીનાની રાહ.)

ભયભીત અતીશય ઉદાસ, ચિંતાવત ચિત્ત છે;
તેમાં ભડકે બળતી આગ, જ્વાળાએ સહીત છે.
તોય કઠિણ કરીને મન, મળ્યો નીજ પુત્રને;
કરતો સગાને નેત્રની સાન, જોજો ધરે સુત્રને.
મારા લાડકવાયા લાલ, ખુશી રેજે રોજ તું;
એમ કહીને જોઈ રહ્યો મૂખ, કહે કરજે મોજ તું.

સુત મુખપર ફેરવ્યો હાથ, વળી માથા ઉપરે;
પ્રીતે બીડી રદયની સાથ, ગાલે ચુંમ્બન કરે.
ભણીગણીને પ્યારા પુત્ર, ડાયો થજે મંનથી;
પુછે સુત ક્યારે આવશો ઘેર, છુટીને બંધનથી.
સુણી બાળક કેરા બોલ, રદય લાગ્યું ફાટવા;
ધરી અસાધારણ ધીર, લાગ્યો સમજાવવા.
બીજી આડી કાડીને વાત, ચુકાવ્યો પ્રશ્નને;
કેમ પ્રાણઘાતક સાચી પેર, શકે કહી ઇષ્ટને.
જમપુરીમાં જેજે ત્રાસ, સહેછે પ્રાણીઓ;
તેથી શુકલને જીવે અધીક, તે વેળા જાણિયો.
પછી વેવાઇને કેતાં જીભ, વળગે તેની તાળવે;
દુખદરિયામાં ડબકાં ખાય, વળી ધૈર્ય જાળવે.
જોઇ શુકલ અંતરનો સંતાપ, વેવાઇની આંખમાં;
પાણી આવ્યાં તે લુછતો કેય, રાખિશ સુત પાંખમાં.
ભલામણ દેતો શુકલ જણાય, ઉભો જાણે શોકની;
ખરી મુરતી ઉભી હોય, આરસની જ્યમ બની.
નિરૂપાએ બનીને ઉદાસ, વેવઈ સુત બે જણે;
છોડયું ભય દુખદાયક સ્થાન, જવા ઘેર નીજ તણે.
થયો વખત શિક્ષાનો ત્યાંય, ચલાવ્યો રાંકને;
એવી ટોપી મુખપર તુર્ત, ઢાંકી તેની આંખને. ૯૨

# જારકર્મનો ધિક્કારથી ત્યાગ.

### છપય.

સંવત ઓગણિ ઉપર, સાલ સાડત્રિશનું પ્રમાણો,

માસ ભાદ્રપદ શુકલ, પક્ષ તિથિ ષષ્ટી જાણો;
મંગળવાર પ્રભાત, સમય બ્રાહ્મણ કાંસિયે,
ચડ્યો શિના ખુન સારૂ, નઠારૂં થયું ત્રાસિયે.
સુત બાર વર્ષનો તેહનો, જોઈ દયા ઉપજે ઘણી;
કે ગિરધર તનમનથી તમે, તજો અનીતી પાપણી. ૯૩

અનિતી કર્મે જુઓ, કહેર કેવા વરતાવ્યો;
ત્રણ માણસનો કાળ, દયા ઉપજે ત્યમ આવ્યો;
ગોરી બ્રાહ્મણ તણી, ગર્ભવાળી વણ મોતે;
મુંઝાઈ મરતાં પ્રાણ, ગયા બેના દુખ જોતે;
ધણિ ત્રીજો અતિ ભુંડી રિતે, મુઓ સુણિ અંતર દુખે;
કે ગિરધર નરનારી નહી, રિઝો અનીતીને સુખે. ૯૪

અનિતી ઉપર હેત, કદી કરશો નહી ભુલે,
નિંદા જગમાં થાય, ડાગ લાગે શુભ કુળે;
અનિતી કર્મે કોપ, થાય કરતાનો મોટો,
તન ધન ઘર પરિવાર, સર્વનો આવે ટોટો;
તન ધનના બળની હિમ્મતે, કદી અનીતી રાખશો,
કે ગિરધર હિમ્મત હારિને, નર્કે વ્યથા અહિ ચાખશો. ૯૫

આ બ્રાહ્મણની નાર, યાર તેનો જોરાવર,
હતો તેમ ધનવાન, માન ભોગવતો સુંદર;
તે પણ પ્યારી તણી, મદદ કરિ શક્યો નહિ કંઈ,
જે પ્યારી વાસતે, લક્ષ રૂપિયા દેતે દઈ;
વળી જીવતાં સુધી તેહનો, ગુલાંમ થઈ રેતે સદા,
કે ગિરધર ઉગારેત ઘાતથી, જે તેની પ્યારી પ્રેમદા. ૯૬

પ્યારી મર્ણનું આપ, હતો કારણ સઉ રીતે,
મોટી હત્યા બેય, બેઠી તે સમજી ચીતે;
પસતાયો પરિપુર્ણ, દિલે દુખ પામ્યો ભારી;
આમ તેમ દઈ ધ્યંન, ભમ્યો ગતિ શ્વાનનિ ધારી;
જન એવા દુરમતિ દુષ્ટનું, કાળજ વજ્ર પ્રમાણવું,
કે ગિરધર નરનારી મને, અનિતી કર્મ નવ આણવું ૯૭
એક અનીતી થકી, અન્ય નીચાં કર્મોને,
કરવાનું મન થાય, તજી રૂડા ધર્મોને;
અતિ પાપે મતિ નાશ, મતિ નાશે પ્રાણીનો,
નક્કી થાએ નાશ, દાખલો આ કહાણીનો;
નર નારી બે મળીને કરે, કર્મ અનીતી એમછે,
કદિ નારી કહી પેલી મરે, પછી મરે નર નેમછે. ૯૮
અનીતીના કરનાર, ઠરે નહિ સુખ શૈય્યામા,
પંચામૃત પકવાન, જમી ન ઠરે હૈયામાં;
અનીતીના કરનાર, ધરે વિધ વીધની ભ્રાંતી,
પરછાંએ પણ ડરે, વદનની ખોએ કાંતી;
મુખ અસત્ય ભાષણ બોલશે, કરશે ચોરી શાહથઈ,
કે ગિરધર અનીતી સાપણી, ડસી પ્રાણ લેશે સહી. ૯૯
અનીતી કર્મે જાય, શરમ સજ્જનની સારી,
સત્કર્મો ન કરાય, થાય તનધનની ખ્વારી;
અનિતી ફંદે ફસે, કદી ભુપતી અતિ ભારી,
આપ મરેને દેશ, દિશા બહુ થાય નઠારી;
ઇતિહાસ રોમ કેરા વિશે, ટારકવીન નૃપતી તણી,
કુળ સહિત અનિતી કર્મથી, ગિરધર ખ્વારી થઇ ઘણી.૧૦૦

## રાજ્ય કર્તાને વિનતી.

### શાર્દૂલ વિક્રિડિત વૃત.

રાજાએ નિજ ધર્મ જાણિ કરવૂં, ન્યાએ પ્રજા પાલન,
નીતી ધર્મ પળાવવા સઉ કને, ધારા કરી સ્થાપન;
લક્ષ્મી સ્ત્રી તમ માલને મિલકતો, કોઇનિ બીજો હરે,
તેને શાસન યોગ્ય થાય સઘળે, જેથી અધર્મી ડરે. ૧૦૧

જૂગારી જન ડંડ પાત્ર સઘળા, લેખાય ધારા થકી;
તેનૂં કારણ ચોરિના નવ બને. દોષો પ્રજામાં નકી;
દૂરંદેશિ યથા ઘટે ઘણિ જગે, પેલી વ્યભીચારના,
કૂકર્મો અટકાવવા સમજીને, દોષો ગુન્હેગારના. ૧૦૨

નારી કે નર જે કરે અનિતિ તે, પામે સિજા પાધરી,
એવા કાનુનની ઘણી જરૂર છે, આ દેશ મધ્યે ખરી;
આપે લક્ષ કદી હકિકત પરે, અધ્યક્ષ ઇન્સાફના,
તો જારીનિ જુવારીને મનુશની, ઘાતો બને નાકદા. ૧૦૩

વાંચી સાંભળીને વિચાર કરશે, આ વાતનો સજ્જનો;
તો તેઓ વ્યભિચારનો મન થકી, ધિક્કાર કર્શે ઘણો;
કાંકે અલ્પ મઝાનિ આશ ધરીને, વીનાશ સંસારનો;
ડાયા તો નવ ઇચ્છશે સમજીને, સંકેત વિસ્તારનો. ૧૦૪

